૩૧૩૨

# હિંદુમાં કુસંપ.

(એક નાટક)

૩૧૩૬

રચનાર.

ચંદુલાલ લલુભાઇ ઝવેરી.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

બી.સી. એલ. એમ. એન્ડ. કે.

વસંતતિલકા.

પ્રેમે પ્રભૂ પતિ પૂજું તજીને પ્રમાદ,
જાચું, જુગેશ સરવેશ વિપેશ વાદ;
દ્યો દાસને કરી સુખ્યાલ દયાલ દાદ,
કાઢી કુસંપ, કર હિંદુ સુસંપ સાદ.

અંમદાવાદમાં

"ન્યાયસાગર પ્રેસમાં છાપ્યું."

આવૃતી ૧ લી—પ્રત ૧૦૦૦

સંવત ૧૯૪૩...સન ૧૮૮૭.

કીમત રૂ૦-૨-૦ ટપાલખર્ચ જુદુ

# હિંદુમાં કુસંપ.

(એક નાટક)

રચનાર.

ચંદુલાલ લલુભાઇ ઝવેરી.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

બી. સી. એલ. એમ. એન્ડ. કે.



અમદાવાદમાં

રીચી રોડના રસ્તા ઉપર ચંપોળના નાકે
ખાલા હનુમાનની પાસે ભટ. મુળજી દો
લતરામના મકાનમાં ન્યાયસાગર પ્રેસ
માં મગનલાલ વૃજભુખણદાસે પોતા
ના છાપખાનામાં છાપ્યો.

સંવત ૧૯૪૩....સન ૧૮૮૭.

કીમત રૂ૦-૨-૦

# પ્રસ્તાવના.

આ લઘુ ગ્રંથ રચવાનું મુખ્ય કારણ- હીંદુસ્તાન કે જે પુર્વે આખી દુનીઆમાં સર્વ વાતે શ્રેષ્ટ ગણાતો હતો, તેજ હીંદુસ્તાન કુસંપ તથા બીજા દુરગુણને લીધે ખરાબ હાલતમાં આવી પડયોછે ને લોકોનો અંદર જયારે કુસંપ પ્રવેશ કરેછે,ત્યારે તેમને ખેદાન મેદાન કરી નાંખેછે. જોકે કુસંપનુ વર્ણન મોટા પંડિતો કરવાને લાયક નથી તો મારામાં એટલી શકિત કયાંથીજ હોય?હું આપનીઆગલ નીવેદન કરૂછું,તે જુજ માત્રછે તોપણ હામ ભીડી ને કહુછુકે આ લઘુ ગ્રંથ જે મેં બહાર પાડયોછે.તે આપ જેવા સાહેબોને જુજમાત્ર પણ કામનો થઈ પડશે.પણ પેહેલાંથી પોતાના બહાર પાડેલી ચોપડીની કુલાઇ મારવી એ મુર્ખનું કામછે. પ્રીય વાંચનારા તમે જાણતા હશોકે હાલમાં ઘણી ચોપડીઓ નીકલેછે.તેમ વાંચવાનો શોખ લોકોની અંદર ઘણો વધયોછે. તો એક આ લગુગ્રંથને પણ આપની તરફથી આશ્રય મળશે એવી માહરી આશાછે.

આ લઘુ ગ્રંથ રચવામાં અને પ્રસીદ્ધ કરવામાં લાલભાઈ ફકીરભાઇ, શેઠ. મોહનલાલ ડી, ભગુભાઈ ફતેચંદ કારભારી, અને બી.આર.દેસાઇ, એમણે પુર્ણ મદદ આપીછે. તેથી હું તેઓનો આભારી થાઉછું

તા -૧૭-૬-૮૭ }
અમદાવાદ } લી. કર્તા.

*વાંચો*



# નાટક પાત્ર.

## અંક ૧લો.

સુત્રધાર................ નાટકાધિપતિ

વિદુષક..................... મશકરો.

સુંદરલાલ.................. નગરનોવેપારી.

સુંદરબા................... તેનીસ્ત્રી..

મણીલાલ.................. તેનોછોકરો.

મર્કટદાસ.................. સુંદરલાલનો મીત્ર.પાછળથીશત્રુ

કમળા....................... મર્કટદાસનીસ્ત્રી તથા સુંદરબાની બેનપણી.

હીરાલાલ.................. મર્કટદાસનો છોકરો

મહાલક્ષ્મી.........
ચંદન ...............
} સુંદર બાની સભ્ય બેનપણીયો.

સીપાઇ, વેપારીયો વગેરે.

# હિંદુમાં કુસંપ.

સુત્રધાર—(સભા મંડપમાં આવીને)આપને આ જગાએ બીરાજેલા જોઈને મને અંત્યત હર્ષ ઉત્પન થાયછે પેહેલાં મારે અંહા આવવાનું કારણ આપની સમક્ષ નીવેદન કરવું જોઇએ. આપણા હીદુઓ કુસંપમાં ગરક થઈ ગયાછે. કાંઇ કોઇની વાત આવી કે તેની નીંદા કરવા બેશે તો બે કલાક નકામા ગાળે પણ બે કલાક કાંઈ સારા કામમાં ગાળે નહી.કોઈ પણ માણુસ અમુક માણુસ વીશે સારૂ બોલતો જણાયતો અદેખો માણુસ તેને આડું અવળુ સમજાવી કાળાં ધોળાં કરેછે. મરદમાં કુસંપ છે તેના કરતાં ઘણે દરજે સ્ત્રીઓમાંછે.તે કુસંપ સ્ત્રીઓના અભણ રહેવાથી તથા વિદ્યા રૂપી જે બીજ તેને વિશે કાંઇ પણ ભણેલી નથી એવી સ્ત્રીઓથો થાયછે. હવે તેને વધારે નહીં લંબાવતાં હું આપની પાસે એટલું માગુછું કે કુસંપોનું બોજ જે આપણાંમાં રોપાયુંછે તેને જડ મુળથી નાશ કરવાના ઉપાયમાં મંડયા રેહેવું. ઘણી ઘણી વાર કુસંપથી લડાઇઓ, ઘરમાં કંકાસ, અને અન્ય લોકોના વહેવારમાં ભંગ કરાવેછે.કોઈ કોઈ વખત કુસં

પૃથી એવાંતો વેર બંધાયછેકે તે મરતાં સુધી પણ એક બાજાને બોલાવતાં નથી અને એક એકના ઊપર દાંત પોસીને રહેછે. તેમજ જો તે માણસોમાંનો એક દુઃખ માં આવી પડેતો તેનાં ઉપર બીજો માણસ વળી વધા રામાં તેને ચોટવવાનું કરેછે. હવે હું વધારે કહેવા મા ગતો નથી. જે નાટક તમે જોવા આવ્યાછો. તે નાટક માં એનું વાર્ણન આવશે. તે જોઈ તમે કુસંપ તજશો એવી આશા રાખુંછું.

(એક વિંચીત્ર માણસ પ્રવેશ થઈને)

વિદુષક= હુંએ આશા રાખુંછું.

સુત્રધાર=અરે આ ભાઈ તું શેની આશા રાખેછે.

વિ○= અરે ભાઇ લાડવાનીજતો.

સુ○=અરે ભાઈ અહીં લાડવાની વાત કરવાની નથી, અંહી કાંઇ નાત જમતી નથી.

વિ○=અરે તું જુઠું કેમ બોલેછે, નાતની વાત હું કયા રે કરૂંછું, પણ લાડવાતો ખવરાવીશ.

સુ○=અલ્યા તુ કોણછે તારૂ નામ દેઇશ?

વિ○=નામ દેવાનાતો પઈશા બેઠાછે.

સુ○=(સભા સામુ જોઈને)આતો કોઈ વીચીત્રછે, અલ્યા તને ખબર નથી કે સુધારાવાળામાં કેવી રીતે ચાલવું.

વિ૦=અલ્યા શું બોલેછે કુધારાવાળા કયાંછે?

સુ૦=અલ્યા ભટ્ટા ચડાવીને આવ્યોછેકે, અરે મુર્ખ સુધારાવાળા.

વિ૦=અરે અંહોતો સુધારા વાળાએ નથીને કુધારાવાળાએ નથી,હુતો અહીં સપાટ મેદાન જોઉછું,

સુ૦=(વીદુશકનો કાન પકડીને)જો આ ફૂજરખાન,માનચંદશા, મહોકમચંદ જોયાં?

વિ૦=એ મારા બાપ ફૂજરખાં એટલો પરોઢીયાને ખાનાર ત્યારે હું ઉભો રહીશતો મને પણ ખાઇ જશે, લે ત્યારે હું તો આ ચાલ્યો પણઆ જોયાંકે પુછડાંભાઈ, ફલાણાભાઈ,આ મહોકમચંદ જોયા, વળી પેલા પગ ઉપર પગ ચઢાવી માથા ઉપર ડોગલું મુકી બેઠાછે તે કોણ કેમ બોલતો નથી.

સુ૦=દુષ્ટ અંહીથી જા તારૂ કાંળુ કર.

વિ૦=ત્યારે તુ પથરા સાથે માથુ ફોડ.

સુ૦=તું હમણાંથી ઘણો બહેંકી ગયોછે.

વિ૦=તું બહેંકયોછુંકે હું, જોને હાથમાં લાકડી, બુટ, સ્ટોકીંગ્ઝ એ પહેરી આખા શહેરમાં ફરેછે.

સુ૦=હવેતો મારૂં માથુ દુખવા આવ્યું છે,કેહે તારૂ નામ શું?

વિ૦=અરે હુતોતારા જેવા છપ્પનસેંને વેચી આણુ બા

ઉ પહેલાં તારૂ નામ કહે. પછી મારૂ વળી મરજીમાં આવશેતો બતલાવીશ.

સુ૦=જો, મને સુત્રધાર કહેછે તથા કોઈ કોઈ વખત વંદ્રાવનદાસ કહેછે.

વિ૦=વાહ ! નામ પાડનારને ધન્યછે. જો મારી કોઇયે આવું નામ પાડ્યું હોય, તો ખાસડે ખાસડે ઠોકું.

સુ૦=હવે માથા ફોડ રહેવાદે ને કહે તારૂ નામશું?

વિ૦=હા નામતો સંભળાવું પણ લાડવા ખવરાવેતો?

સુ૦=હા લાડવા ખવરાવીશ.

વિ૦=સાંભળ એકતો મને વિદુશક કહેછે, બીજું મશ્કરો કહેછે, અને છેલ્લામાં છેલ્લું નામ રંગલો કહેછે. પણ બોલ મારૂ કામ શું છે?

સુ૦=અમે અંહી એક હિંદુમાં કુસંપ એ નામનું નાટક ભજવી બતાવવાના છીએ, તેમાં તારી પુરતા મદદ માગીએ છીએ.

વિ૦=ઠીક, પણ મારા વિશેતો જોટી કાહયું નથી?

સુ૦=નહિં નહિં આપણામાં કુસંપ ઘણો છે. તેનું નીકંદન કરવાની બીનાછે.

વિ૦=ત્યારેતો ઠીક, પણ જોજે લાડવા બમણા ખાઈશ.

સુ૦=હવે એ પંચાત રહેવાદે, બમણાના તમણા ખાજે પછી કાંઈ.?

ત્રિ૦=[ પેટ પંપાળતો ] હાશ ! ત્યારેતો મઝા પડશે.

સુ૦=(સભા સામુ જોઈને)હું આપની પાસે નાટક પાત્ર ગોઠવવાની રજા લેઉછુ. ( જાયછે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ–રાગપુરી, મહાલક્ષ્મીનું ઘર.

**મહાલક્ષ્મી અને સુંદરબા.**

મહાલક્ષ્મી=(સ્વગત)અહો ! મારી બેનપણીઓને મળે ઘણા દીવસ થઈ ગયા, તોપણ હજુ કોઈ આવી નથી, વાસ્તે આજે હું એમને ત્યાં જઈ આવું;નહીતો પાછી રીસાળછે,તેથી વળી કાંઈ કાંઈ આડું બોલશે, ને દીલને દુઃખ કરાવશે.

[સુંદરબા આવેછે]

સુંદરબા=કેમ બેન વીચારમાં કેમ પડીછે?

મહાલક્ષ્મી=આવો બેન તમારાજ વીચારમાં પડીછુ; આટલા દહાડાથી તમે નહોતાં આવતાં તેજ વિચામાં હતી, કેમ વારૂ કાંઈ કામ હતુંકે શું ?

સું૦=બેન,દરરોજ કામમાંને કામમાં ગુંથાઈ રહુછું,હમણાં કોઈ ગામથી પરોણા આવ્યા હતા,તેથી રસોઇ તથા બધું

ઘરનું કામ મારે કરવાનું કને? મારે ત્યાં દરરોજ પરો ણા આવતા, તેથી દરરોજ એમના કામમાંથી નવરી પડતી નહોતી, આજે એમને સીધાવ્યા, ત્યારે મારા થી અંહીં અવાયું.

મા૦=હોય બેન ! સુખે દુઃખે દહાડા ગાળવા પડેજતો? હશે પણ સાજા તાજા તો છો કની?

સું૦=હા બેન, સાજીતો છું તને કેમછે?

મા૦=મને ઠીકછે, વારુ, પેલી ચંદન જોડે તારે લઢાઇ થ ઈ હતી,તે હવે તમે બોલ્યાંકે નહીં,લઢાઇ કરવામાં કાં ઈ માલ નથી.

સુ૦=[ ગુસ્સે થઇને ] શું રાખ, એ નવરીયો મને દ રરોજ ચીડાવેછે. હુંતો એને મરતાં સુધી નહીં બો લાવવાની.

મા૦=અરે ! એ શું બોલ્યા? બેનપણી એક બે બોલ ક હેતો સાંખવાએ પડે. વાસ્તે જો મારું કહ્યું સાંભળો તો, લઢાઈ કરવી નહીં એવી મારી મરજીછે.

સું૦=હું કયાં જાણુતી નથી, તને એ બધીઓએ શીખ વા રાખીછે, જા ઉઠ તારે ના બોલાવવી હોયતો તું એ ના બોલાવીશ, મારે બધાવગર ચાલશે.

મા૦=બેન હું તને આમ કહુછું એટલામાં તું ચઢીજાય તે ઠીક કરતી નથી.

વિ૦=ઠીક નહીંતો ઠીકરાં ફોડ.

સું૦=ત્યારે, તું એમની તરફથી બોલેછે અને મારી તરફથી તો કોઇવાર બોલતી નથી. ત્યારે તારો પ્રાય સખીયોતો એ કેમ ?

મા૦=બેન મારેતો સત્ય હોયતે કહેવું પડે, વાસ્તે તારે લગારવારમાં ગુસ્સે થઈ ના જવું જોઈયે.

સું૦=હું બધુએ જાણું છું, ત્યારે હું તો સાચી નહીં કેમ?

મા૦=ના બેન તુંએ સાચી ખરી, પણ એ વાત જવાદે ઉલટું આપણા બેની વચ્ચે વિરોધ થાયછે. બીજાની વાત આપણે શા વાસ્તે કરવી જોઇયે.

સું૦=ત્યારે જો, એટલી બધી બેનપણીયો વચ્ચે તારે મને શરમીંદી કરી દેવી નહીં.

મા૦=તને ગમેએમ પછી કાંઈ?

( એવામાં મણીલાલ આવેછે. )

મ૦=( હેઠળથી ધાંટો પાડેછે ) ‡ મા કેટલી વાતો કરીશ,

---

‡ મણીલાલ પોતાની માને તુચ્છકારથી બોલાવે છે, એનું કારણ એકે તેણે કાંઈ વિદ્યાભ્યાસ કરેલો નથી, અને પુર્ણ અભણ હોવાને લીધે આવા તુચ્છકાર ભરેલા શબ્દો પોતાની માને સંભળાવેછે. માટે સદ્ગ્રહસ્થો! છોકરાઓ ને તથા છોકરીઓને ભણાવો, એવી અમારી વિનંતીછે. લી૦ કર્તા.

ચાલ ઘેર પરોણા આવ્યાછે, અંહીં ટાહી ટાહી વા
તો કરવા બેઠાંછે ?

સું૦=[ માહાલક્ષ્મીનાં સામુ જોઇને ] જુઓને નીત્ય નીત્ય પરોણાં આવે, આતે ઘર કેમ પાલવે. હમણાંજ પરોણાને વળાવી આવીછું, ને પાછા વળી બીજા આવ્યા, કહો હવે આવી ખટપટમાંથી શી રીતે નવરી થાશું ?

મા૦–હશે ચાલ્યાં જાયછે. પણ જોજો મેમાન ને મોહોડે આવી રીતે કહેતાં નહિં. મને ગમેતે કહો તો હું બેનપણીછું તે સાંખવુ પડે, પણ એમને કહેશોતો ઉલટા ગાંડા બનશો.

સું૦=ના બા અક્કલતો તમારામાં, કાંઈ અમારામાં અક્કલછે ?

મા૦=બેન ભુલી, કે મેં તમને કીધું, માફ કરજો.

મણી૦=મા હજુ કેટલા વાર ! શું કરેછે તે, કયારની ઉતરતી નથી.

સું૦=( માહાલક્ષ્મીને ) બેન આવજે આ છોકરો પાછળ પડયોછે, તે જવું પડેછે.

મા૦=ઘણી ખુશીથી જાઓ, વળી કોઇ વખત આવજો.

( જાયછે. )

# प्रवेश ३ जो.

## સ્થળ—સુંદરબાનું ઘર.

### સુંદરલાલ, સુંદરબા અને મણીલાલ.

સું૦=(નીસાસો નાંખીને) અરે! આ બાયડી મને દરરોજ માથા ફોડાવેછે,નાનપણમાં પરણવાથી આવા પરીણામ થાયછે.બાયડી પોતે માથા ફરેલછે,તેમ તેના છોકરાને પણ બગાડેછે. છોકરાને નિશાળે મોકલતી નથી, ને રખડતો કરી નાંખ્યોછે. અરે! પરમેશ્વર મારા શા હાલ. સ્ત્રી, એતો ઘરનો પ્રધાન કહેવાય, પણ જો પ્રધાન જ એવો હોય, તો કામ શી રીતે ચાલે. હે! જાતી ભાઈયો નાનપણમાં પરણતા નહીં. અરે! આવા દુઃખમાંથી મારો કયારે છુટકો થશે. હું જે કહુંછું તેનો તુચ્છકાર કરી ઉલટી તેના બદલામાં ગાળોનો વરસાદ વરસાવેછે. પણ હજુ મણીયો કેમ ના આવ્યો? અરે! મણીયો પણ બાડ પજવેછે, ને જો એને મારૂ તો એની મા ઉપરાણું લેઇ ઉલટો મને ભોંઠો પાડેછે. અરે! પ્રભુ આ દુઃખમાંથી મારો છુટકો લાવ. વળી છોકરો બીજા છોકરાઓની સાથે લઢીને

ઘેર લઢાઈયો લાવેછે, તેમાં મારેજ માથાં પકવવા પ

ડેછે. એની માતો કોરે જઇ બેસેછે.

( પણ પેલું કોણ આવેછે.)

મ૦=બાપા મારી માતો પેલી મહાલક્ષ્મીને ત્યાં જઇ વાતો કરવા બેઠો હતી.

સુંદરબા=જન અલ્યા બાપને દાદ્યો થા તારો બાપ શુ કરશો ?

સું૦=ચુપ પેલા મેમાન આવ્યાછે બોલીશ નહીં.

સુંદરબા=ચૂપ કોને કહોછો ? કાંઈ દબાયેલાં છીયે કે શું?

સું૦=દબાયેલી નહીં હવે બોલીશ નહીં, ને રસોઇ કરી આપ.

સુંદરબા=દરરોજ એવા ગોલઇયા આવશે તો મારાથી તો નહીં બને. વાસ્તે હું ને મારો છોકરો બે જણાં જુદાં રહીશું

સું૦=હશે જે કરવું હોયતે કરજે પણ હમણાંતો રસોઇ કરી આપ.

સુંદરબા=ના અમારૂં નક્કી કરોતોજ રાંધુ નહીંતો નહી રાંધી આપુ.

સું૦=રાંધેછે કે નહીં? નહીંતો હમણાં જોઇ લેઇશ.

સુંદરબા=શું કરશો? લો આ બેઠી મારી નાંખવી હોય તો મારી નાંખો.

[ ફ્લેશ કરેછે. ]

સું૦=ભાઇ સાહેબ કહું છું કે અત્યારે મારી લાજ રાખ, કાલથી મેમાનો આવશેતો નહીં આવવા દેઊં.

સુંદરબા=ત્યારે એમ બોલોને, ખાવરાવશોતો ખાવાના નહીં સમજ્યાં?

મ૦=મા મને ભુખ લાગીછે રાંધને ?

સુંદરબા=એટલીવારમાં ભુખે મરી ગયો, તે બકબક કરેછે.

સું૦=હવે રાંધવ જાને ?

સુંદરબા=હું જાઉછું હમણાં તેયાર કરી આપુછું.

સું૦=ઠીક જા.

[ સુંદરબા રાંધવા જાયછે. ]

સું૦=( મેમાનોને ) ચાલો નાહીલો હમણાં રસોઇ તૈયાર થશે.



## પ્રવેશ ૪ થો.

### સ્થળ—મહાલક્ષમીનુ ઘર.

**મહાલક્ષમી, કમળા, ચંદન અને વિદુષક.**

મા૦=( સ્વગત ) ખરે સુંદરબાનાં લક્ષણ સારાંતો નથી, કમળા તથા ચંદન કહેતાં હતાં, તે કાંઇ ખોટું નથી. સુંદર જેની તેની જોડે લઢવાનીજ વાતો કરેછે.

( કમળા તથા ચંદન આવેછે. )

ક૦=બેન, શા વિચારમાં પડ્યાંછો ?

મા૦=કાંઈ નહીં બેન.

ચં૦=જો અમારાથી છાનું હોય, તો ના કહેશો.

મા૦=નારે કાંઈ છાનું નથી, સાંભળો,મારા મનમાં આવેછે કે સુંદરબા જેવી નીંદા કરનારો કોઇ નથી. હમણાં થોડા દહાડા ઉપર મારે ત્યાં આવી હતી, તે લોકોની નીંદા કરવા બેઠા ત્યાંથી ઉઠેજ નહીં. ને જો હું એના મતને મળતો ના આવું, તો મારાતો ભોગજ મળ્યા, વળી ટુંકામાં એના ધણીને પણ જંપવા દેતી નથી.

ક૦=બેન તું કહેછે તે સર્વ સત્યછે જુઓને તે

દહાડે ચંદનની જોડે લઢી હતી તે જાણે ઓર ખાઝયું.

ચં૦=હશે ગમે તેટલો પણ બેનપણીછે, હું નથા બોલતી તે ઠીક કરૂંછું, નહીંતો ઉલટું લડાઈનું ઘર થાય.

ક૦=હુંતો કોઈ દીવસ માર્યા વગર છોડું નહી. તું હજુ ખરેખર ઓળખતો નથી.

ચં૦=હું બધુંએ જાણુંછું પણ લડવામાં કાંઈ માલ નથી લડનારનું,,માં કાળું.

ક૦=ત્યારે શું એની ગાળો ખાઈએ કાંઈ આપણે એના દબાએલા છીએ?

ચં૦=દબાએલાંતો કાંઈ નથી. પણ જો આપણે એની સામે ગાળો દેઈએતો વળી કંકાસનું ઘર થાય વાસ્તે ચુપ બેસી રહેવું તેમાંજ માલછે.

ક૦=વારૂ તમારી જોડે જયારે લડાઇ થાય, ત્યારે આટલું ડહાપણ લાવજો. પણ જો મારી સામે બોલશે તો હું એને જોવા જેવું કરી આપીશ.

મ૦=બેન કમળા તને આટલું કીધું એટલામાં રીસે કેમ ભરાઈ જાયછે?

ચં૦=એમાં વળી રીસ શાની? મેં કાંઈ એને ખોટું કીધુંછે, હોય બેનપણી હોયતે બોલે ખરી.

ક૦=ઠીક પણ મહાલક્ષ્મી એ અહીં આવી હતી.?

મ૦=ના હમણાંથી આવી નથી, હવે એક બે દીવસમાં આવશે ખરી. કેમ કાંઈ કામ હતું?

ક૦=મારેતો એને રોવીએ નથી,એવી કંકાશીયણનું મો જોઊંતો અન્નપાણ ના મળે.

વિ૦=ત્યારે તમે કેવાંછો? હમણાં ચંદનનો તુચ્છકાર કરયો હતો, પણ એ ના બોલી, નહીતો તમારો ભવાડો જોવા જેવો થાત.

મ૦=(સ્વગત)જો કમલા અહીં ઘણા વખત સુધી રેહેશે, તો ઉલટો બેનપણીયોની વચ્ચે વિરોધ થશે, વાસ્તે અહીંથી રજા આપું એટલે નીંદા કરવી મટે.

(પ્રગટ) બેન મારૂં દીલ આજે રમછે તેથી વૈદને ત્યાં જવુંછે વાસ્તે વળી કોઇ દિવસ મળજે.

ક૦=ઠીક આ ચાલ્યા, તારૂં ઘરજ ભાલ્યું હશે. કેમ?

ચં૦=અરે તમે આટલામાં કેમ રીસાઈ જઓછો. બાપ ડીને દાકતરને ત્યાં જવુંછે નહીંતો તમારી જોડે આખો દહાડો વાતો કરવા બેસત.

(જાયછે)



# પ્રવેશ ૫ મો.

## સ્થળ-મર્કટદાસનું ઘર.

**મર્કટદાસ, તેની સ્ત્રી કમળા. તથા તેનો છોકરો હીરો.**

ક૦=(મર્કટદાસને) સાંભળોછોકે પેલી સુંદરના જોડે મારે લઢાઈ થશે. વાસ્તે તમારા ભાઈબંધ સુંદરલાલને કહેજોકે તેની સ્ત્રીને કબજામાં રાખે. નહીંતો મારાથી આઘો પાછો શબ્દ બોલાઇ જશે તો પછી સુંદર લાલ તમારી પારો આવશે.

મ૦=વળીશું થયું. બાપડી શુંદર તો કાંઈ બોલે એવી નથી. તારોજ બધો વાંક હશે.

ક૦=નારે તમારા મિત્રનીં સ્ત્રીનો વાંક નહીં એતો મારો વાંક કેમ?

મ૦=હાહા તારોજ વાંક. તું બાપડી તારી બેનપણી ઓને જપવા દેતી નથી.

ક૦=સાંભળ્યા વગર મારો વાંક તમે શીરીતે કહાડોછો.

મ૦=બસ ચુપ એક શબ્દ બોલીશ નહીં. તારોજ વાંકછે.

ક૦=લો ત્યારે હું વધારાનીજ કેમ? જ્યારે ત્યારે મારો વાંક કહાડી મને જપીને બેસવા દેતાજ નથી. લો ત્યારે હું આ ચાલી.

હીં૦=બાપા મારી માને તમે આમ પજવોછો, તો અમે સઘલાં જુદાં રહીશું.

મ૦=જાવ કાલ રહેતા હોય, તો આજ રહો.

ક૦=હીંડણા, હીંડ, આપણે આ ઘરમાં આવ્યા, ત્યારથીજ આપણા ભોગ છે.

મ૦=તમે મા દીકરો દરરોજ મારૂં માથું ફોડાવોછો. કોઈ દિવસ મને આને આમ કીધું, ને ફુલાણીએ મને ગાળો દીધી. ભોગ તમારા તમને ગાળો દીધી તેમાં હું શું કરૂં. કાંઈનું કાંઈ બોલી આવો તો ગાળોએ ખાવી પડે. તમે જે બોલો તેનું કાંઈ નહીં, ને કોઇ તમને કહે તેનું કહેવું.

ક૦=તમને તો અમારૂં મોંઢુંજ ગમતું નથી, ત્યારે અમેતો આ ચાલ્યા.

(જવા માંડે છે)

મ૦=જાઓ તમારૂં કામ નથી.

(જાયછે)



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—સુંદરલાલનું ઘર. એકાંત ઓરડો.

**સુંદરલાલ અને પાછળથી મકટદાસ તથા વિદુષક.**

સું૦=(સ્વગત) અરે મારા કમનશીબ છે કે આવા કંકાશીયા ઘરમાં આવી પડ્યોછું. પૈસે ટકે તથા સર્વ વાતે સુખીછું, પણ આ કંકાસ મને અડધો કરી નાંખેછે. જો સ્ત્રીના ઉપર દાબ રાખવા જઉંછું, તો તે વળી આપઘાત કરવાની બીક બતાવે છે. વાસ્તે હવેથી મુક્ત થવું તો ઠીક, નહીં તો મારે આપઘાત કરવો પડશે.

( મર્કટદાસ આવે છે. )

મ૦=ભાઈ સુંદર, તું આટલા બધા વિચારમાં ગરક થઈ ગયેલો કેમ જણાય છે? તને શું દુઃખછે?તે મને નિવેદન કર.

સું૦=દુઃખ તો ઘણુંએછે પણ તમારી આગળ કહેવાથી મારૂં શું વળે?

મ૦=ના, કહેતો ખરો. મારાથી બનશે તેટલી મહેનત કરીશ.

સું૦=અરે ભાઈ મર્કટદાસ. મારી સ્ત્રી તથા છોકરો મને ઘડી જંપીને બેસવા દેતા નથી. દરરોજ માથાં ફોડાવેછે, ને મને અધ્ધો કરી નાંખેછે. સહવારનું ખાવાનું પણ બપોરે મળે છે. ને સાંજનું મળે કે નાએ મળે. અરે ભાઇ આવા દુઃખમાંથી મુકત શી રીતે થઇશ. ( નીસાસો નાંખેછે )

મ૦=આહો ! બહુ ભારે દુઃખ, સ્ત્રીઓને ખર નથી આવતો, તો મારા જેવા મરદને શી રીતે ખર આવીશ.?

વિ૦=તમે જો મરદ હતા,તો તમારી સ્ત્રી નાશા કેમ ગઇ?

સુ૦=અરે તમારે મનતો હસવું છે, પણ મારો જીવ જાયછે, હાટીયાને મન હસવું, ને દેડકાનો પ્રાણ જાય, તેવી રીતે તમે મને કરોછો. હીંમત આપવાને બદલે ઉલટા હસોછો. ફોલ્લા ઉપર દાઝયા બરોબર કરોછો.

મ૦=જો તને ખોટું લગ્યું હોય તો તારાં કર્યા તું ભોગવ. મારે કાંઈ નથી, હું તો એમ કહુંછું કે તું એના ઉપર દાબ રાખ.

સું૦=(કાયરથઇને) શું દાબ રાખું? અરે ઉલટો એતો આપઘાત કરવાનો ભય બતલાવેછે.

મ૦=તમારા કર્યા તમે ભોગવો ત્યારે અમારે શું?

સું૦=તેતો છેજ તો તમે કાંઇ ભોગવવા આવશો?

મ૦=વારૂ, બધું જાણ્યું. આવજો જાઉં છું.

( જાયછે. )

## प्रवेश ७ मो.

### સ્થળ—મર્કટદાસનું ઘર.

મર્કટદાસ, કમળા.

મ૦=(સ્વગત) બપોર થવા આવ્યા તોપણ એતો નાજ આવી, ને ભુખ બહુ લાગી છે, ખરે તેણીનું કહેવું બરાબર હતું. ઉલટી સુંદરની સ્ત્રીનું ઉપરાણું લેઇ એને કાઢી મુકી. સુંદરલાલ તો ખરેખરો બાયલોછે, અને તેની સ્ત્રી ઘણીજ અટકચાલીછે, અથવા આરાં અવળાં ભરમાવી લઢાવી મારવાની વાત કરેછે. નક્કી તેણીને સુંદરે કાંઇ કીધું હશે. ને તેમાં તદ્દન વાંક સુંદરનો છે એ સ્પષ્ટ જણાઇ આવેછે. પણ પેલી છોકરી બોલાવવા ગઈ છે તે કયારે આવશે?

[ છોડી કમળાને લઇને આવે છે. ]

ક૦=કેમ બોલાવવા મોકલી હતી,કામ નહોતું ને?

મ૦=તદ્દન હું એ વાતથી અણજાણ્યો હતો તેથી મેં

તને વગર વાંકે કાઢી મુકી. હવેથી એ સુંદરલાલ તથા તેની સ્ત્રીનો કાંઈ ઘાટ કરવો ધારૂં છું.

ક૦=અરે એ સુંદર જેવી નીંદા કરનારી તથા આડું અવળું સમજાવનારી કોઇ નથી,

મ૦=ઠીક, હવે પેટમાં ભુખ લાગીછે તેનો કાંઇ ઉપાય કર.

ક૦=કરૂં છું પણ હવેથી સુંદરલાલને ઘેર ના જઓ એવું વચન આપોતો?

ક૦=લે આ વચન કોઈ દિવસ મારે એને ત્યાં પગ પણ ના મુકવો, એવા નામરદને ત્યાં ગયે શું ઉપજે?

## પ્રવેશ ૮ મો.

### સ્થળ–મહાલક્ષમીનું ઘર.

**મહાલક્ષમી, સુંદરબા, ચંદન, કમળા, સિપાઈ.**

મા૦=( સુંદરબાને ) જુઓ તમે સાંભળો તો એક વાત કહું.

સું૦=કહોને, મારે ના કયારેછે?

મા૦=તમે ચંદન જોડે લડ્યા હતા, પણ ચંદન કહેતી, હતી, કે હોય એનપણી હોય તે ગમે તે બોલે. તમે

ગમે તેટલા બોલ્યા પણ બીચારી ચંદને એકે શબ્દ તમને આઘો પાછો કીધો નથી. વાસ્તે જો મારૂ ક હ્યું માનો તો એની જોડે બોલો. વેર રાખ્યામાં કાંઈ માલ નથી.

સું૦=તમારૂ કહેવું ઘણુ દરજ્જે ખરૂં છે પણ જયારે મને કાંઈ ચીડીયા શબ્દ કહેછે, ત્યારે મારો મીજાજ જ તો રેહેછે.

વિ૦=માજાજ જતો રેહેતો હોયતો, હું કહું એમ કરો પથરા સાથે માથું ફોડો,એટલે મીજાજને હુકમમાં રાખી શકશો.

મા૦=ત્યારે મીજાજના ઉપર લગાર દાબ રાખો.

સું૦=વારૂ પણ પેલી કમળા શું બોલતી હતી?

મા૦=કહેવામાં કાંઇ માલ નથી ઉલટી લડાઈ થાય.

સું૦=ના કહોતો ખરા, આપણે કાંઈ દબાએલા છીએ?

(કમળા બારણા પાછળ આવી સાંભળેછે)

મા૦=ના વળી પાછી પંચાત થાય વાસ્તે એ વાત રહેવાદો.

સું૦=તમે એનાથી બીનોછો કેમ? કાંઈ આપણે એના બાપના દબાયેલા છીએ કે રહીયે ?

[કમલા એક દમ અંદર આવીને]

ક૦=અલી બાપ કોને સંભળાવેછે વધારે ઓછું કોને કહેછે એતો જે હોયતે સાંભળે, હું નહી સાંભળવાની, સમજી ?

સું૦=ત્યારે હું એ નહીં સાંભળવાની? શા વાસ્તે તું મારી નીંદા કરેછે ?

ક૦=કોણ કરેછે? કોને બીક બતલાવેછે?

(ચોટલો ઝાલી ઝોડના પેઠે લડેછે)

મા૦=જો લડવું હોય, તો મારા ઘરની બાહાર જાઓ

[ઘરની બાહેર કાડેછે ત્યા સીપાઇ આવેછે ને પક ડી લેઇ જાયછે]



## प्रवेश ९मो.

## સ્થળ-રામપુરીમાં વેપારીઓને બેસવાની જગયા.

૧ વેપારી=(બીજાને)અલ્યા પેલી બે બાઇડોયોનું શું થયું ?

૨ વેપારી=કમલાને બે વરસની શીક્ષા થઇ, અને સુંદ ને એક વરસની થઇ.

૩ વેપારી=એમ કેમ,સુંદરને ઓછી કેમ? ને કમલાને વધારે થઈ.

૨=ગુન્હો એમ શાબીત થયોકે, કમલા પેહેલા સુંદરને બાઝી, અને મારવા મંડી,પછી સુંદર બાઝી. જો કમળા પેહેલી ના બાઝો હોતતો લઢાઈ થાત નહીં, વાસ્તે કમલાને વધારે થઈ.

૩=ખરોખરછે. [પણ પેલો ઉતાવળથી કોણ આવેછે]

૪=તમને કાંઈ ખબરછે ?

૧=ના કાંઈ નવાઇની વાત હોયતો કહો.

૪=પેલી સુંદર તથા કમલાની વાત જાણોછો?

૨=અહો તેમાં તમે શો નવાઇની વાત કીધા એતો અમને ખબર છે.

૪= પણ એમના ધણીનો કેશ સાંભળો તો ખરા.

૩=હા અથથી તે ઇતી સુધી તેનું વૃતાંત કહી સંભળાવો.

૪=સાંભળો:-

તમે જાણુતા હશોકે,સુંદરલાલ તથા મર્કટદાસને વેર બંધાયુછે. પછી મર્કટદાસે તેને મારી નાંખવાનો વીચાર કર્યો પછીથી સુંદરલાલને ઘેર ગયો, અને કીધુંકે મેં તારી જોડે વેર બાંધ્યુ તે બહુજ ખોટું કર્યું. વાસ્તે આજે ઉજાણી ખાઈ આપણા લાંબા વખ

તનાં વેર પુરાં કરીએ. આથી સુંદરલાલ ને તે બેજણા ગામ બહાર એક વાડીમાં ગયા. તે ઠેકાણે મર્કટદાસે એક માણસને સાધી રાખ્યો હતો, તે આવ્યો ને સુંદરલાલને મારવા મંડયો. પણ એટલામાં સીપાઇઓ આવી પહોંચ્યા, અને બધાને પકડીલેઇ ગયા, ત્યાં આગળ મર્કટદાસને સાત વરસની સખત મજુરીની ટીપ મારી. અને તે સાધી રાખેલા માણસને ફાંસીએ દેવાનોછે, કારણકે તે માણસે એક સીપાઇને મારી નાંખ્યો હતો

૩=તમારૂં કહેવું ખરૂંછે, જુઓ સુંદરલાલ ભોળીઓ હતો, તથા કુસંપે એનામાં પ્રવેશ કર્યો નહોતો તેથી કેવો સુખ ભોગવેછે, અને મર્કટદાસ તથા તેની સ્ત્રી બે જણ કેદમાં પડ્યા. વાસ્તે કુસંપ નહીં થવા દેવો.

૧=ચાલો હવે વખત થવા આવ્યોછે, વળી કોઇ પ્રસંગે કુસંપ વિષે ભાષણ આપશું.

( જાયછે. )



## સર્વ પાત્રો મળી.

### રાગ કલ્યાણ.

હે વીશંભરા પ્રભુ સત્યના નીધી,
વિઘ્નને વિદારો તારી છે, અજબ કૃતી. હે૦
જ્ઞાન નીધાન ગુણના ધામ સદ્બુદ્ધીના ગ્રામ,
કૃપા કરી આ રંક બાળને આપો અંતરયામ. હે૦
ગુણ પ્રખ્યાત જગ વિખ્યાત વિદ્યા વંતા વીર,
દૃષ્ટાંત દીર્ઘ રૂપી વચનો સઉ માનો રાખો ધીર,
અનુભવ હીન શીવદીન સદ્ ભકતોમાં લીન;
કૃપા કરો આ આર્ય બંધુનો ન્યાય તખ્ત નવ છીન;
એસહુનો ગુણ કુસંપ, કજીઆ ને કંકાસ,
દુર કરી આ રંક બાળની પુરશો પુરી આશ. હે.

### ગીતી.

ગુજર ગાથામાંથી નાટક રૂપે રચ્યો કુસંપ ખેલ;
તે આ વીદતજ જનને બતાવીઓછે અપુરવી, આ વેળ.

---

## પ્રથમ અંક સમાપ્ત.

---

## વિનંતી.

સદ્ગ્રહસ્થો—કુસંપ ઘણું કરી સારા માર્ગે દોરાવતા માંણુશને ખરાબ રસ્તે ઉતારેછે. કુસંપથી બે ભાઈ હોય, તોપણ લઢી મરેછે. મા, દીકરો, ભાઈ બેન,આદીને કુસંપ હેત તજાવેછે. વળી ઇતિહાસમાં જોશોતો માલમ પડશે કે, પૃથુરાજ તથા જયચંદ્રની વચ્ચે કુસંપે પ્રવેશ કર્યો તો તે બન્નેનું રાજ્ય મહમદઘોરીના હાથમાં ગયું. પૃથુરાજ જે શુરો કહેવાતો હતો અને ઘણી લડાઈ લઢી શુરવીરનું નામ મેળવ્યું હતું. તેવા શુરવીરને પણ આ તુચ્છકારક કુસંપે પાયમાલ કરી નાખ્યો હતો. પૃથુરાજ અને જયચંદ્રને જ્યાં સુધી સ્નેહ હતો,ત્યાં સુધી મહમદઘોરી તેને જીતી શકયો નહીં. પણ જ્યારે કુસંપે તે બન્નેને જુદા પાડ્યા, ત્યારે મહમદઘોરી બન્નેના ઉપર ફાવ્યો. હાલમાં ઘણાંક સ્ત્રી પુરૂષો કોઈની નીંદા કરવાની આવે, તો પોતાનું ગમે તેવું કામ હોય તે પડતું મુકી તેની અંદર સામેલ થાયછે. પણ જ્યારે પોતાની નીંદા થાયછે ત્યારે ગુસ્સે થાયછે. અને કોઇ કોઇ વાર લઢાઈ પણ કરેછે; તે કરતાં બહેતર એ છેકે કુસંપ કરવો નહીં કોઇની નીંદા નહીં કરવી, કોઇને

આરાં અવળાં અડાવી બીજાના ઉપર રોષ ના કરવો, છેલ્લી એટલી વાનંતી છે, કે પુરૂષો તથા સ્ત્રીઓએ પોતે તથા પોતાનાં છોકરા ને નીંદાની વાતો કરાવવા દેવો નહીં. કુસંપથી કેવા પરિણાંમ થયાં તે આ નાટક માં વાંચેથી માલુમ પડશે. તથાસ્તુ.

ભુલચુક  માફ કરશો.



# જાહેર ખબર*

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીમતે મળશે:--

અમદાવાદ—ચંદુલાલ લલુભાઈ ઝવેરી.

મુંબઈ—મનસુખ ચુનીલાલ ઝવેરી. ઠે. ભાયખલા.

માણસા—ભગુભાઈ ફતેચંદ. કારભારી.

અમારી તરફથી ભૈયંતા કે અભૈયંતા નાટક રૂપે ને સત્યાસત્ય વિચાર નીરૂપણ નિબંધ રૂપે ૪૦૦ ગ્રહાક મળે બાહાર પાડવામાં આવશે, આગળથી ગ્રહાક થનાર માણસ પાસેથી અગાઉથી કિંમત રૂ. ૦—૩—૦ ને પાછળથી રૂ૦—૬—૦ પડશે. ને બીજાની અગાઉ રૂ૦—૮—૦ ને પાછળથી રૂ૦—૧૨—૦ ટપાલ સાથે.

સોર્ટનોટ્સ ઑાન ગુજરાતી ગ્રામર જુજ રહીછે. જેઓ સાહેબને જોઈએ તેઓએ નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીમતે મંગાવવી. કિંમત ૧આનો આવે મોકલવામાં આવશે. દેસાવરના ગ્રહાકોએ પોસ્ટેજ ૦।આનો મોકલવો.

**અમદાવાદ** } **ચંદુલાલ લલુભાઈ ઝવેરી.**
ઝવેરીવાડામાં. }

પાને ૩૨મે કરવોને બદલે કરાવવો, અને કરાવવોને બદલે કરવા, પાને ૧૯મે લીંટી ૧૨મી રમને બદલે નરમ અને પાને ૨૫મે લીંટી ૮મી કને બદલે મ પાને ૯મે લીંટી ૧૪મા પુરતાને બદલે પુરતી વાંચવી.